# બાળ ભજન સંગ્રહ

## ભાગ ૨ જો.

[ ધાર્મિક શાળા આ. ]



# બાળભજનસંગ્રહ.

## ભાગ ૨ જો.

(માધ્યમિક શાળા સારૂ.)


સંગ્રહકર્તાઃ—

**ચંદુલાલ કાશીરામ દવે,**

મુખ્ય શિક્ષક, વનિતાવિશ્રામ.

અને

**ગોવિંદરામ બાળાશંકર ઠાકર,**

શિક્ષક, નવી ગુજરાતી શાળા.



પ્રકાશકઃ—

**ચંદુલાલ કાશીરામ દવે,**

મુખ્ય શિક્ષક, વનિતાવીશ્રામ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ.
પ્રત ૧૦૦૦.



સંવત ૧૯૭૯.

કિંમત ૮ આના.

# નિવેદન

---

ગુજરાતી હિન્દી અને સંસ્કૃત ભાષામાં ભજનો અને સ્તોત્રોના અનેક સંગ્રહો થએલા છે. પરંતુ બાળકોને ઉપયોગી નીવડે એ દૃષ્ટિથી એક પણ સારો સંગ્રહ થએલો જોવામાં આવ્યો નથી. અમારી શાળામાં ધર્મશિક્ષણને અંગે હમેશાં પ્રાર્થના થાય છે એ ઉપરથી અમને પોતાને આવા પ્રકારના સંગ્રહની ખોટ જણાયલી; અને તેથી કેટલોક વખતથી અમે ભજનોની ચૂંટણી અમારી પોતાની શાળાઓને માટે કરવા માંડેલી. હાલમાં રાષ્ટ્રીય ચળવળને લીધે અનેક શાળાઓ રાષ્ટ્રીય થઇ છે અને કેટલીક શાળાઓમાં પ્રાર્થના કરવાની પ્રથા શરૂ થઇ છે. પ્રાર્થનાને આ પ્રમાણે મળેલા મહત્ત્વથી પ્રેરાઈ અમે આ સંગ્રહને બની શકે તેટલો સારો કરવાનો પ્રયત્ન કર્યો છે.

નાનાં બાળકોથી માંડીને માધ્યમિક ઉપલા ધોરણમાં શીખતાં બાળકોને ઉપયોગી નીવડે તે પ્રકારે પ્રાર્થના, ભજનો અને સ્તોત્રોની ચૂંટણી કરેલી છે અને સંગ્રહને બે વિભાગમાં વહેંચી નાંખ્યો છે. પ્રથમ વિભાગ પ્રાથમિક શાળા સારૂ અને દ્વિતીય વિભાગ માધ્યમિક શાળા સારૂ યોજેલો છે. ચૂંટણી કરવામાં બની શકયા તેટલા બધા ભજનસંગ્રહોનો ઉપયોગ કરેલો છે. ઉચ્ચ ભાવવાળાં કેટ... ...દ્રગીતો પણ દાખલ કર્યાં છે.

ચૂંટણી અને પ્રસિદ્ધિના કાર્યમાં અમારા મિત્ર ભાઈ ભોગીલાલ ત્રિભુવન ઠાકરે અને ભજનોના રાગ અને તાલ નક્કી કરવામાં વનિતાવિશ્રામના સંગીતશાસ્ત્રી રા. રા. ગોવિંદપ્રસાદ ગોપાલપ્રસાદ પાંડેએ કિંમતી મદદ આપી છે. સત્યાગ્રહાશ્રમના રાષ્ટ્રીય વિદ્યામંદિરના આચાર્ય ભાઈ શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે અનેક ભારે વ્યવસાયો છતાં આ પુસ્તકની પ્રસ્તાવના લખવા શ્રમ લીધો છે. આ બધા ભાઈઓના અમે અત્યંત આભારી છીએ.

અમદાવાદ.
દેવદિવાળી સં. ૧૯૭૯

ચંદુલાલ કાશીરામ દવે
મુખ્ય શિક્ષક, વનિતાવિશ્રામ.
ગોવિંદરામ બાળાશંકર ઠાકર
શિક્ષક, નવી ગુજરાતી શાળા.



# પ્રસ્તાવના.



બાળકોને મરચાંનો સ્વાદ કેળવવો પડે છે; મધ કે ખાંડનો સ્વાદ કેળવવો પડતો નથી. પ્રેમભક્તિથી તરબોળ થએલાં શ્રવણમનોહર કાવ્યો વિષે અભિરુચિ સમાજમાં કેળવવાની જરૂર ન જ હોય. વિષય સેવન જેણે છોડયું નથી તેવા માણસને પણ પ્રેમભક્તિનાં કાવ્યો અપૂર્વ આનંદ દે છે. કાવ્યમાત્ર હૃદયનો સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ખોરાક છે. તેમાં પ્રભુભક્તિ અને બન્ધુપ્રેમનો જો ઉમેરો થાય, તો તે અમૃતની કોટીએ જ પહોંચે છે. એનો સ્વાદ સ્વાભાવિક જ હોય. પણ તે સ્વાભાવિક રસ વિષે પણ સમાજમાં અરુચિ દેખાય છે, એનું કારણ આપણા જીવનની વિકૃતિ એજ છે. અફીણી માણસને અફીણ સિવાય બીજું બધું નિરસ લાગે છે. આપણને દુનિયાદારી બહારની બધી જ વસ્તુઓ નિરર્થક અને ભારરૂપ લાગવા માંડી છે.

હાલના 'પ્રગતિ'ના યુગમાં માયાનો વિસ્તાર વધતો જ જાય છે, અને તેટલે દરજ્જે આપણે વધારે ને વધારે પ્રભુવિમુખ થતા જઇએ છીએ. કુટુંબનો મોહ તો ધાર્મિક જીવનમાં ઘણીવાર અંતરાયરૂપ થાય છે. હવે તેની મદદમાં જાત્યભિમાન, વર્ણાભિમાન અને દેશાભિમાન આવી પહોંચ્યાં છે; અને તેથી મોક્ષનો માર્ગ—શાન્ત અને સમાધાનનો માર્ગ—વધારે ને વધારે વિકટ થતો જાય છે, અને તેથી કેળવણીમાં ભક્તિને અભિમાન જેટલું સ્થાન પણ મળતું નથી. દેશાભિમાનમાં રાષ્ટ્રીયતા જડે છે પણ દેશભક્તિ, રાષ્ટ્રીય જીવન વિષે ભક્તિ, પ્રભુભક્તિ, વગેરે વિષયો રાષ્ટ્રીયતામાં અંતરાયરૂપ ગણવામાં આવે છે. ધર્મ એ

રાષ્ટ્રીયતામાં વિઘ્નરૂપ પદાર્થ છે, એમ છડેચોક કહેનારાઓ પણ આ ધર્મભૂમિમાં નીકળ્યા હતા.

ધર્મમાંજ રાષ્ટ્રીયતા રહેલી છે, ધર્મ એજ સમાજનું બળ છે, એ શ્રદ્ધાથી કામ કરનારાઓનું નેતૃત્વ જ્યારથી ગાંધીજીએ સ્વીકાર્યું, ત્યારથી સમાજ પોતાની ભૂલ જોતો થયો છે. અને હવે નવી રાષ્ટ્રભક્તિ ધર્મમૂલક અને ધર્મ-પ્રાણ થવા લાગી છે.

દેશસેવાને અર્થે સ્થાપન કરેલા સત્યાગ્રહાશ્રમમાં સવારે અને સાંજે પ્રાર્થના થાય છે પણ તેમાં પ્રભુભક્તિ અને વૈરાગ્યનેજ પ્રાધાન્ય મળે છે. દિવસરાત્ર એક માત્ર દેશાભિ-માનનીજ વાતો નથી આવતી એમ એનું લોકોને પ્રથમ પ્રથમ બહુજ આશ્ચર્ય લાગતું. હવે લોકો અર્થાત્ કેટલાક લોકો એનું મહત્ત્વ સમજતા થયા છે. ધાર્મિકતા એજ સાચી રાષ્ટ્રીયતા છે એ હવે લોકો સ્વીકારે છે.

'**सा विद्या या विमुक्तये**' એ આદર્શ જ્યારે વિદ્યાપીઠે સ્વીકાર્યો, ત્યારે તેનો પૂરતો ધાર્મિક અર્થ સ્વીકારતાં કેટ-લાક ભાઇઓને ભારે મહેનત પડી હતી. અને રાષ્ટ્રીય શાળાઓમાં ધાર્મિક કેળવણીને પ્રધાન સ્થાન હોય એ મહાત્માજીનો આગ્રહનો સિદ્ધાંત પણ ફળદ્રુ થય નયો. પણ હવે એક બે વર્ષની આત્મશુદ્ધિ પછી રાષ્ટ્રીય શાળાઓમાં પણ ધાર્મિક શિક્ષણ વગર ચાલે નહિ, ચારિત્ર અને નિશ્ચ-યનું બળ ધર્મ મારફતેજ આવી શકે, ધર્મ મારફતેજ પ્રજા સાથેનો આપણો સંબંધ દ્રઢ થઇ શકે, એમ લોકો સમ-જતા થયા છે. આવી સ્થિતિમાં જુનાં અને નવાં ભજનો અને પ્રાર્થનાનો સંગ્રહ અત્યંત જરૂરી અને ઉપયુક્ત ન઼ા-ડવાનોજ. જુનાં ગીતો એટલે અનેક જમાનાનાં પસંદગીની

લોકમાન્ય થએલાં કાવ્યરત્નો. તેમાં પ્રજાનો પ્રાણ સ્ફુરે છે. માતાના ધાવણની પેઠે વગર આયાસે સમાજને તે પચી જાય છે, એ દૃષ્ટિએ રાષ્ટ્રીય કેળવણીમાં તેમનું મહત્ત્વ સૌથી વધારે છે. નવાં પદોમાં ચાલુ જમાનાની આકાંક્ષાઓનું પ્રતિબિંબ હોઇ તે રીતે તેમનું આકર્ષણ વધારે હોય છે.

શિક્ષકના ચારિત્રની અસર એજ સાચું ધાર્મિક શિક્ષણ છે અને તેટલુંજ બસ થવું જોઇએ એ એક પક્ષ છે અને આદર્શમાં તે બરાબર પણ છે. કેટલા શિક્ષકો એવો ચારિત્ર પ્રભાવ બતાવી શકે? જે પોતાની પાસે ન હોય તેને માટે બાળકોને પ્રાચીન રાષ્ટ્રપૂજ્યવિભૂતિ કવિઓ અને ગ્રંથો પાસે લઇ જવાં એ એકજ ઉપાય છે.

ધાર્મિક શિક્ષણમાં વિશિષ્ટ ધર્મ, વિશિષ્ટ ઉપાસ્ય અને વિશિષ્ટ પંથની આભડછેટ રાખવાનું કશું કારણ નથી. સામાન્ય શિક્ષણમાં જેમ આપણે અનેક સમાજનાં અને અનેક આદર્શનાં ચિત્રોનું અધ્યયન કરીએ છીએ તેમ ધાર્મિક શિક્ષણમાં પણ હોવું જોઇએ. મારા ધર્મથી જુદા ધર્મવિચારો કે માન્યતાઓ હું સાંભળુંજ નહિ એવી વૃત્તિમાં અધાર્મિકતા અને પ્રભુદ્રોહ રહેલો છે. ધાર્મિક શિક્ષણમાં સાચી ધર્મવૃત્તિ અને અમર્યાદ પ્રેમ અને પ્રાવિણ્ય છે કે નહિ એજ મુખ્યત્વે જોવું જોઇએ.

ધાર્મિક શિક્ષણમાં ઉચ્ચ સાહિત્ય, શુદ્ધ સંગીત અને સંયમપ્રધાન કલા હોવાં જોઇએ. સંગીત સાથે ધુપ, દીપ, રંગવલ્લી ( સાથીઆ ), પત્રપુષ્પ, વગેરે પૂજાના પ્રકાર પણ હોવા જોઇએ. જયાં અનેકધર્મી અને અનેકપંથી વિદ્યાર્થીઓ એકત્ર ભણતા હોય ત્યાં તીર્થ અને નૈવેદ્યની

પ્રથા વગર ચલાવવું જોઇએ. પૂજામાં મૂર્તિને બદલે ગ્રંથની પૂજા શરૂ કરીએ તો વિશેષ અનુકૂળ પડે. ભિન્ન ધર્મ અને પંથના ધર્મગ્રન્થનું પંચાયતન ગોઠવતાં પણ અગવડ નહિ આવે.

મંત્રો, શ્લોકો કે ગીતો ભણાવતી વખતે ઉચ્ચાર અને રાગની શુદ્ધતા જાળવવામાં જેટલી મહેનત લેવાય તેટલી ઓછી છે. આ બાબતની બેદરકારી એ તો એક કલંકરૂપજ ગણવી જોઇએ. વાણીશુદ્ધિ એ પણ ધાર્મિકતાનું એક આવશ્યક અંગ છે. જુનાં ગીતોમાં સ્વચ્છ ભાવ સાથે કેટલીક વખતે અસ્વચ્છ ઉપમાઓ અથવા શબ્દપ્રયોગો આવેલાં હોય છે. સામાજિક દૃષ્ટિએ શ્રદ્ધાભક્તિથી તે નિભાવી લેવાય પણ શિક્ષણક્રમમાં આદર્શની જેટલી શુદ્ધતા રાખીએ તેટલી ઓછી.

ધાર્મિક સાહિત્યમાં દરેક વસ્તુનો અર્થ અને અભિપ્રાય આપણે બાળકોને આપી શકતા નથી, પણ તેથી કાંઈ નુકશાન નથી. બાળપણમાં મોઢે કરેલું ધર્મસંગીત એ ધર્મ બીજનું વાવેતર છે. બરાબર ઉછેર થાય તો યથાકાલે તે ઉગ્યા વિના રહેજ નહિ અધર્મ કરતાં ધર્મનું બીજ વધારે પ્રબળ હોય છે એટલી શ્રદ્ધા ધર્મશિક્ષકે કેળવવી જોઇએ. ધામક શિક્ષણમાં વિદ્યાર્થીઓની સ્વાભાવિક પ્રસન્નતા કચડાઇ જાય એવી અતિશયતા ન થાય એની સંભાળ લેવી જોઇએ. સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે બાળકોની દુર્બળતાને પ્રેમને નામે પંપાળવું એ ધર્મનું કામ નથી.

**દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર**

# અનુક્રમણિકા

# કઠણ હિંદી શબ્દોનો કોષ.

| | |
|---|---|
| સભાર | બધાનો. |
| આરત | આર્ત, દુઃખી. |
| શાનકા | સરખો. |
| ગરચે | અગર. |
| ખતા | ભૂલ. |
| દીદાર | દર્શન. |
| આડે | અટકી પડવા વખતે. |
| નેક | સારી રીતે. |
| ગેહ | ઘર. |
| કંજાભ્ર | કંજ=કમળ, અભ્ર=આકાશ. |
| | આસમાની કમળના જેવા. |
| હોક | એક જાતનું પક્ષી. |
| ભૂરિ રુજા | મોટા રોગ. |
| અની | અણી. |
| નિપાત | પડવું. |
| અનપાયની | ન મળે તેવી. |
| લવ લાઇ | લ્હે લગાડી. |
| કેવટ | હોડી ચલાવનાર. |
| જહાંલો | જ્યાં સુધી. |
| કહાંલો | કયાં સુધી. |
| અનહત | અનાહત, દૈવી નાદ. |
| કુચીલ | નીચ. |
| દેહરા | મંદિર. |

| | |
|---|---|
| સુહાગ | નવસારે. |
| બંકનાળ | વાંકી નળી. |
| જંજીર | સાંકળ. |
| ચંદ રોઝ | થોડા દિવસ. |
| બસેરા | નિવાસ. |
| લુકમા | લુકમાન હકીમ. |
| દસ્તે | હાથ. |
| હઝરત | શ્રીમાન્. |
| મલ્લકે | ઘસીને. |
| બાદ મદફન | દફન્યા પછી, દાટયા પછી. |
| કઝા | મૃત્યુ. |
| બેજુલ્મ | નિરપરાધી. |
| જાલીમો | અત્યાચારી. |
| હરદમ | હમેશાં. |
| લો | ધ્યાન. |
| ખુમાઈ | અહંકાર |
| હિજીઓ | હૃદયની ભાવાને |
| દૂઈ | દ્વૈત. |
| મુસલ્લા | નમાઝ પડવાનું આસન. |
| તસબી | માળા. |

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૩ | બભ | બલ. |
| ,, | જડચેતનમ | જડચેતનમા |
| ૫ | બાધર | બધિર. |
| ૭ | ાવભુવેદ્યને | વિભુવૈદ્યને. |
| ,, | કાચ | કાચા. |
| ૧૦ | રહ્યા | રહ્યાં. |
| ૧૧ | ઉડેરૂ | ઉંડેરૂં. |
| ૧૪ | વસ્યા | વસ્યાં. |
| ૩૪ | નરાંસહ | નરસિંહ. |
| ૩૫ | ત્રીકમ | ત્રીકમ. |
| ૫૭ | ત્રિભુવનઃ | ત્રિભુવન. |
| ૫૮ | જગતમે | જગતમેં. |
| ૬૨ | શરણુમે | શરણુમેં. |
| ૬૩ | તીનલાલ | તીનતાલ. |
| ,, | મને | મેંને |
| ૬૬ | મુંઝકો | મુઝકો. |
| ૬૭ | પોંમર | પામર. |
| ૭૦ | ધો | ધો. |
| ૭૧ | ાબજબની । | બીજબનીતા. |
| ૭૨ | મે | મેં. |
| ૭૩ | બોલ | બોલરે. |
| ૭૪ | તકો | તાકો. |

| | | |
|---|---|---|
| ૭૫ | રાજસુયજ્ઞ | રાજસૂયજ્ઞ. |
| ૭૬ | કોડીકો | કોડીકો. |
| ,, | જન | જીન. |
| ,, | સ્મરણુન | સ્મરનન. |
| ૭૮ | ચારો | ચાઁરો |
| ૮૨ | મદ્દી | મિદ્દી |
| ૮૭ | શેવક | સેવક. |
| ૯૩ | ઢોઢૂંઢૂ | ઢુંઢુકો. |
| ૮૭ | જોઢ | જોડ. |
| ૯૭ | નિશિથે | નિશીથે. |
| १०९ | निधानम् | निधानम्. |
| ११२ | शाश्वतोऽय | शाश्वतोऽयं |
| ,, | नरा | नरो. |
| ११३ | ध्रुवो | ध्रुवो. |
| ,, | ध्रुवं | ध्रुवं. |
| ११६ | स्नह | स्नेह |
| ११७ | ब्राह्मी | ब्राह्मी. |
| ११९ | प्य प्रतिम प्रभाव | प्यप्रतिमप्रभावः |
| १२१ | मह्यियो | मह्यीयो |
| १२३ | लोचण | लोचणं |
| १२७ | व्रत परिपालनमथवा | व्रतपरिपालनमथवा |
| १२८ | श्चोपस्थ पायू | श्चोपस्थपायु |
| ,, | मात्सर्य भावः | मात्सर्यभावः |



# ગુજરાતી.



## મંગલમંદિર ખોલો.



( ભૈરવી રાગિણી. )

" મંગલ મંદિર ખોલો,
દયામય !
મંગલ મંદિર ખોલો !
જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઊભો શિશુ ભોળો:

૨

તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો,
દયામય !
મંગલ મંદિર ખોલો !

નામ મધુર તમ રટ્યો નિરંતર;
શિશુસહ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક,
પ્રેમ–અમીરસ ઢોળો,
દયામય !
મંગલ મંદિર ખોલો !"

નરસિંહરાવ.

# પ્રભુમય જીવન.



( તોટક ).

મુજ જીવન આ પ્રભુ ! તુંથી ભરૂં,
બળ દે અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિષે, વળી આત્મ વિષે,
જડચેતનમાં પ્રભુ વાસ વસે. ૧

મુજ રક્ત વિષે, મુજ નાડી વિષે,
મુજ દૃષ્ટિ વિષે, મુજ વાણી વિષે;
મુજ તર્ક વિષે, મુજ કર્મ વિષે,
પ્રભુ ! વાસ વસો મુજ મર્મ વિષે. ૨

શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં;
મુજ જીવનકેરૂં રહસ્ય ઉંડું,
બન પ્રેરક, ચાલક, શાસક તું ૩

ધરીને ઉરમાં રસની પ્રતિમા–
જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા–
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે,
અનુસાર જ ચિત્ર પછી ચીતરે. ૪

જેમ ચિત્રક એ મન-મૂર્ત્તિ વડે,
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પુરે. ૫

પ્રભુ મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિઓ બધી ત્વન્મય હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બની રહે,
તુજ ઉજ્જવળ રૂપની ઝાંખી દીએ. ૬

રમણભાઈ.



# પ્રભુમહિમા.



( રાગ, ઠુમરી. )

મૂક વદે, પ્રભુ ! ત્હારી દયાથી !
પંગુ ચ્હડે, ગિરિ ત્હારી દયાથી !
બાધર સુણે, પ્રભુ ! ત્હારી દયાથી !
સ્વામી ઓ મ્હારા !
તત્વ વહન્ત જીવન્ત તું માંથી !
સ્નેહ, પ્રકાશ, જ્વલન્ત તું માંથી,
પામું હું સત્ય અનન્ત તું માંથી.
સ્વામી ઓ મ્હારા !

સાગ



# પ્રભુ નિવેદન.



( રાગ ઝીંઝોટી. )

પુષ્પ કદિ કરો મ્હને કરો શતદલ;
તમારે ચરણે પ્રભુ એ જ નિવેદન.
વારિ કદિ કરો તમે, કરો ગંગાજળ;
કરો દુર્વા, આપો કદિ તૃણનું જીવન.
તુલસી કરજો, કદિ કરો પત્ર મ્હને;
વૃક્ષ કરી રાખજો, તો કરજો ચંદન.
જીવ કદિ, કરો નર નત્ ભક્તિમય;
જન્મે જન્મે દેજો પદ, કરવા વંદન.

બકુલ.



૭

# વિભુવૈદ્યને.



( રાગ સોરઠ. વારીજાઉંરે સાંવરીઆ...એ રાગ

મારી નાડ તમારે હાથે, હરિ સંભાળજો રે;
મુજને પોતાનો જાણીને, પ્રભુપદ પાળજો રે. ટેક.

પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું,
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે. મારી

અનાદિ વૈદ આપ છો સાચા, કોઇ ઉપાય વિષે નહિ કા
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે. મારી

વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારે
મહા મુંઝારો મારો, નટવર ટાળજો રે. મારી

કેશવ હરિ મારૂં શું થાશે? ઘાણુ વળ્યો શું ગઢ ઘેરા
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે. મારી

કેશવ કૃતિ



૮

## પ્રભુપ્રાર્થના.



( રાગ ઝીંઝોટી ).

સુંદર શિવ મંગળ ગુણ ગાઉં ઇશ્વરા,
વિભુવર ભવભયહારક, નમું મહેશ્વરા. સુંદર.

મધુર કુસુમ વિષે રમે ગંધ સુંદરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા;
મૃદુલ કંઠ કોકિલ રવ શ્રવણ સુખકરા;

સહુમાં વસતી હસતી
પ્રતિફલિતા–શી લલિતા–સુંદરતા—
તુજ જગદ્ધરા. સુંદર.

વિપ્રલંભી વિષય મોહની મધુરસ્વરા
દિવ્યધામ પંથ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે, અહો દયાકરા !

ક્ષણ તે, હૃદયે બળ દે,
કર ધરી આ–પરિહરવા–મધુરરવા—

૯

વિમળ સાધુ હૃદય વિષે વિપદ જલધરા,
વ્યાપિ હમે સત્ય દૃષ્ટિ ધન તિમિરકરા;
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા,

કરુણા ધરીને, ફરીને,
હરી તમને, સદય મને, મન ગગને
શાંતિ દે સ્થિરા. સુંદર.

—નરસિંહરાવ.



## હરિનાં દર્શન.



(રાગ જિલ્લા–ગરબી–શીખ સાસુજી દે છે રે...એ રાહ)

મારાં નયણાંની આળસ રે, ન નીરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડયું રે, ન ઠરીઆં ઝાંખી કરી.

શોક મોહના અગ્નિ રે તપે, તેમાં તપ્ત થયાં,
નથી દેવનાં દર્શન રે કીધાં તેમાં રક્ત રહ્યા.

પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યા;
નથી અણું પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યા
નાથ ગગનના જેવા રે, સદા મને છાઇ રહે;
નાથ વાયુની પઠે રે, સદા મુજ ઉરમાં વહે.

જરા ઉઘડે આંખલડી રે, તો સન્મુખ તેહ સદા;
બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે, ઘડીએ ન થાય કદા.

પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ તેને ચેતનની ?
જીવે સો વર્ષ ઘૂવડ રે, ન ગમ તોયે કંઈ દિનની.

સ્વામી સાગર સરીખા રે, નજરમાં ન માય કદી;
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.

પેલાં દિવ્ય લોચનિયાં રે, પ્રભુ ! કયારે ઉઘડશે ?
આવાં ઘોર અંધારાં રે, પ્રભુ ! કયારે ઉતરશે ?

# ૧૧

નાથ ! એટલી અરજી રે, ઉપાડો જડ પડદા,
નેનાં ! નિરખો ઊંડેરૂં રે, હરિવર દરસે સદા.

આંખ આળસ છોડો રે, દરો એક ઝાંખી કરી;
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ,

—નાનાલાલ.



# " મ્હારો જીવનપંથ ઉજાળ્ય. "



( રાગ–મ્હાડ. )

પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી,
મુજ જીવનપંથ ઉજાળ્ય; પ્રેમલ.

દૂર પડયો નિજ ધામથી હું,
ને ઘેરે ઘન અંધાર;
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં,
નિજ શિશુને સંભાળ્ય;
મ્હારો જીવનપંથ ઉજાળ્ય. પ્રેમલ. ૧

ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ,
દૂર નજર છો ન જાય;
દૂર માર્ગ જોવા લોભ લગીર ન,
એક ડગલું બસ થાય;
મ્હારે એક ડગલું બસ થાય. પ્રેમલ. ૨

આજ લગી રહ્યો ગર્વમાં હું ને
માગી મદદ ન લગાર;

આપ બળે માર્ગ જોઇને ચાલવા,
      હામ ધરી મૂઢ બાળ.
         હવે માગું તુજ આધાર. પ્રેમલ. ૩

ભભક ભર્યા તેજથી હું લોભાયો,
      ને ભય છતાં ધર્યો ગર્વ;
વીત્યાં વર્ષો ને લોપ્ય સ્મરણથી,
      સ્ખલન થયાં જે સર્વ:
         મ્હારે આજ થકી નવું પર્વ. પ્રેમલ. ૪

ત્હારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ !
      આજ લગી પ્રેમ ભેર,
નિશ્ચે મને સ્થિર પગલેથી,
      ચલવી પ્હોંચાડશે ઘેર
         દાખવી પ્રેમલ જ્યોતની સેર. પ્રેમલ. ૫

કર્દમભૂમિ ફળણભરેલી,
      ને ગિરિવર કેરી કરાડ;
ધસમસતા જળ કેરા પ્રવાહો,

સર્વ વટાવી કૃપાળ
મુને પ્હોંચાડજે નિજ દ્વાર. પ્રેમલ. ૬

રજની જશે ને પ્રભાત ઉજળશે,
ને સ્મિત કરશે પ્રેમાળ;
દિવ્ય ગણોનાં વદન મનોહર,
મ્હારે હૃદય વસ્યાં ચિર કાળ.
જે મ્હેં ખોયાં હતાં ક્ષણ વાર. પ્રેમલ. ૭

—નરસિંહરાવ.



# આપની યાદી.



( ગઝલ. )

જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીંએ આંખથી યાદી ઝરે છે આપની !

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર;
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની !

તારા ઉપર તારા તણાં, ઝુમી રહ્યાં જે ઝુમખાં;
તે યાદ આપે આંખને. ગેબી કચેરી આપની !

આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં;
આ દમબદમ બોલી રહી, ઝીણી સિતારી આપની !

આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઇ રહી છે આપની !

દેખી બુરાઈ ના ડરૂં હું, શી ફીકર છે પાપની:
ધોવા બુરાઇને બધે. ગંગા વહે છે આપની !

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને;
અહેશાનમાં દિલ ઝુકતું, રહેમત ખડી ત્યાં આપની !

પ્યારૂં તજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર;
ધોવાઇ યાદી ત્યાં રડાવે છે જુદાઇ આપની !

જૂનું નવું જાણું અને રોઉં હસું તો તે બધું;
જૂની નવી ના કાંઇ તાજી એક યાદી આપની !

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાંખું બધી:
છે આખરે તો એકલી ને એક યાદી આપની !

—કલાપી.



# હરિજનનાં હૃદય.



( પદ. રાગ-પીલુ. )

પંખીડાં પિયુ પિયુ પિયુ પોકારો,
આતો ભાઇ ઉતરવાનો આરો રે;
હરિપદ હૃદેકમળમાં ધારો,
પંખીડાં પિયુ પિયુ પિયુ પોકારો. ટેક

અલખલખ ભજન લેહે લાગી,
જાગી જોયું નરનાર રે;
મીરાં ને કરમા શબરી પુરી,
એ પળમાં ઉતર્યા પાર. પંખીડાં.

ગોપીચંદ ભરતને રે લાગી,
વહી ગયા પારંપાર રે;
પીપો સુરદાસ ને દાસ કબીરા,
એને જાણે સકળ સંસાર. પંખીડાં.

કુબો કુંભાર ને સદનો કસાઇ,
ધનોજી જાટ નામો દાઢી રે;

ભિલ ભક્તને સંપત્તિ સંતની,
ભલી ભલી હરિએ ભજાડી. પંખીડાં.

રાજા જનક ને શુકદેવ જોગી,
ધન્ય ધન્ય તેનો જનમારો રે;
એનાં રે ચીતડાં કેવાં હશે,
તમે ચતુર ચિત્ત વિચારો. પંખીડા.

જે શાહ બલખ બોખારાનો બાદશાહ,
જેણે છોડી સોળસેં સાહેલી રે;
અઢાર લક્ષ ઘોડા મેલી ચાલ્યા,
વળી દોલત દુનિયા મેલી. પંખીડાં.

નાતજાતનો નિયમ નથી ભાઇ,
કોણુ દાનવ કોણુ દેવા રે;
દાસ ધીરા હરિધ્યાન ધરે તો,
હરિજન હરજી જેવા. પંખીડાં.

—ધીરો.



# પ્રભુનામસુધારસ પી લે.



( રાગ, દરબારી કાનડો. )

પ્રભુનામસુધારસ પી લે. (૨)
મન શું એહું મુખ ઢીલે. પ્રભુનામ (ધ્રૂ૦)

નામ સુધારસ શીતલતાથી,
તનના તાપ હરી લે;
શાંતપણું આપે અંતરમાં,
દુઃખ રહે નહિ ડીલે. પ્રભુનામ. ૧.

નૌત્તમ નાવ નક્કી તરવાનું,
કરમાં એ જ કરી લે;
ભયકારક ભવસાગર ભારે,
અંતર તરત તરી લે પ્રભુનામ. ૨.

કુંદનરૂપ સમજ તું કાયા,
ઓપ ચઢે શુભ શીલે;
હીરો પ્રભુનું નામ નિરંતર,
આજ જરૂર જડી લે. પ્રભુનામ. ૩.

કર જપ, તપ, કે યોગ, સમાધિ,
એશ જઇને ખાલે;
કેશવ કોઇ ન એને તોલે,
કહું હું તે જ કરી લે. પ્રભુનામ. ૪.



## ચેતવણી.



( રાગ કાફી. )

ચેત તો ચેતાવું તુંનેરે પામર પ્રાણી, ( ૨ )
સઉ ઘરબાર સારૂં મિથ્યા કહે છે મારૂં મારૂં,
તેમાં નથી કાંઇ તારૂંરે પામર પ્રાણી. ચેત તો.

તારે હાથે વવરાશે તેટલું જ તારૂં થાશે,
બીજું તો બીજાને હાથે જાશે રે પામર પ્રાણી. ચેત તો.

માખીઓએ મધ કીધું, ન ખાધું ને દાન દીધું,
લુંટનારે લુંટી લીધુંરે પામર પ્રાણી ચેત તો.

સાહુકારીમાં સવાયો, લાખોપતિ તું લખાયો,
કહે સાચું શું કમાયોરે, પામર પ્રાણી ચેત તો.

ખંખેરીને હાથ ખાલી, ઓચિંતાને જવું ચાલી,
કરે માથાકુટ ઠાલીરે પામર પ્રાણી. ચેત તો.

આવે તારે સાથે એવો કમાયો તું માલ કેવો,
અવેજ તપાસ તેવોરે પામર પ્રાણી. ચેત તો.

હેવે નરતનુ દીધી તેં તો ન કીંમત કીધી,
મણી સાથે મેશ લીધી રે પામર પ્રાણી. ચેત તો.

આગ્રામાંથી ધન ખોયું ધુળથી જ્ઞાન ધોયું,
જાણુપણુ તારૂં જોયું રે પામર પ્રાણી. ચેત તો.
હજી હાથમાં છે બાજી કર તું પ્રભુને રાજી,
તારી મુડી કર તાજીરે પામર પ્રાણી. ચેત તો.
હાથમાંથી બાજી જાશે પછીથી પસ્તાવો થાશે,
કશું ન કરી શકાશે રે પામર પ્રાણી. ચેત તો.
મનનો વિચાર તારો મનમાં રહી જનારો,
વળતી ન આવે વારો રે પામર પ્રાણી. ચેત તો.
નીસર્યો જ્યાં શરીરથી પછી તું માલેક નથી,
દલપત કહે કથી રે પામર પ્રાણી. ચેત તો.

—દલપતરામ.



# રૂડો સંગાથ.



( રાગ-ધનાશ્રી. )

કર રૂડો સંગાથ, મનડા, કર રૂડો સંગાથ,
ભજી લે જગનો નાથ—મનડા;
કામતણા અગ્નિરથ મધ્યે બેઠાં જન બહુ ભાત—મનડા;
નિર્મિત સ્થળમાં સર્વ ઉતરશે, લઇ મરણુની ઘાત—મનડા;
ધામ, ધરા, ધન મનન કરતો, રાખ ન આવી સાથ—મનડા;
ત્હારૂં ત્હારૂં પણ મુકી જાશે, જાશો ઉઘાડે હાથ—મનડા;
એક દિવસ જાવાનું જાણી, મ્હોટી બીડે શું બાથ—મનડા;
બધું જશે ને કેવળ રહેશે, સારી નરસી ગાથ—મનડા;

—દોલતરામ.



# શીહને ચિંતા ધરે ?



( રાગ—કાલિંગડો. તાલ, દીપચંદી. )

ચિત તું શીહને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક.

સ્થાવર જંગમ જડ ચેતનમાં માયાનું બળ ઠરે;
સ્મરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મમરણ ભય હરે. કૃષ્ણને.

નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લક્ષ ચોરાશી ફરે. કૃષ્ણને.

તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને.

દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને.

થનાર વસ્તુ થયા કરે જયમ, શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જયમ ગજ કોઠું ગરે. કૃષ્ણને.

જેનું જેટલું જે જયમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહિ કોઇથી, શીદ કુટાઈ મરે. કૃષ્ણને.

તારૂં ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપપણું અજ્ઞાન ફુલ એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણને.

થાવાનું અણુચિંતવ્યું થાશે ઉપનિષદ્ ઓચરે;
રાખ ભરોંસો રાધાવરનો દયા શીદને ડરે. કૃષ્ણને.

—દયારામ.



# સંસારતરણોપાય.



( રાગ—કાલિંગડો. તાલ ચતુસ્રજાતિ એક તાલ. )

હરિ ભજન વિના દુઃખહરિયા સંસારનો પાર ન આવે;
જડબુદ્ધિ જીવ, સંત વિના શુદ્ધ મારગ કોણ બતાવે. ટેક.
તેં અનેક વાર અવતાર ધર્યા, કૈં કર્મતણા કોઠાર ભર્યા
અધઓઘતણા અંબાર કર્યા— હરિ૦ ૧.
ફર્યો ચાર ખાણ લખ ચોરાશી, થયો જળચર સ્થળચર ગર્ભવાસી;
માયાબંધનથી ન શકયો નાશી— હરિ૦ ૨.
પામ્યો મનુષ્ય દેહમાં નહિ મણા, ધન, ધામ, પુત્ર, પરિવાર ઘણા
હવે ગાઇ લે ગુણ ગોવિંદતણા— હરિ૦ ૩.
તું ઝાડ પહાડ જડરૂપ થયો, તેં શીત વરસુ સુરતાપ સહ્યો;
તારા કષ્ટનો પાર ન જાય કહ્યો— હરિ૦ ૪
દુઃખ જન્મમરણ એવું જાણી, તું શું બેઠો આળસ આણી;
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી— હરિ૦ ૫

પ્રીતમ.



# સાચા હરિજન



પદ. ૧

( રાગ.–પીલુ. તાલ ચતુસ્રજાતિ એકતાલ )

હરિજન સાચા રે, જે ઉરમાં હિંમત રાખે;
વિપતે વરચી રે, કેદિ દીન વચન નવ ભાખે;
જગનું સુખ દુઃખ રે, માયિક મિથ્યા કરી જાણે;
તન ધન જાતાં રે, અંતરમાં શોક ન આણે.
પરઉપકારી રે, જન પ્રેમનીમમાં પુરા;
દૈહિક દુઃખમાં રે, દાઝે નહિ સાધુ શૂરા.
હરિને સમરે રે, નિત્ય અહોનિશ ઉમંગ ભરીઆ;
સરવ તજીને રે, નટનાગર વ્હાલા કરીઆ.
બ્રહ્માનંદ કહે રે, એવા હરિજનની બલીહારી;
મસ્તક જાતાં રે, નવ મેલે ટેક વિચારી.



# સાચા હરિજન.

પદ ૨.

પેટ કટારી રે, પહેરીને સન્મુખ ચાલ્યા,
પાછા ન વળે રે, કોઇના તે ન રહે ઝાલ્યા. ૧
સામા સામી રે, ઉડે ભાલા અણીયાળા;
તે અવસરમાં રે, રહે રાજી તે મતવાલા, ૨
સાચા શૂરા રે, જેના વેરી ઘાવ વખાણે,
જીવીત જુઠું રે, મરવું તે મંગળ જાણે. ૩
તેની પેરે રે હરિજન પણ જોઇએ તીખા;
કામાદિક શત્રુને રે, લાગે અતિ વજ્ર સરીખા. ૪
માથું જાતાં રે, મુખનું પાણી નવ જાવે;
બ્રહ્માનંદ કહે રે, તે સંત હરિમન ભાવે, ૫

બ્રહ્માનંદ
( સ્વામીનારાયણ સંપ્રદાય )



## હરિનો મારગ.



હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત, વિત્ત, દારા, શીશ સમરપે, તે પામે રસ પાન જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડયા મરજીવા જોને.
મરણ આગમે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુએ તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને;
મહા પદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પુરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન દેખે જોને.

પ્રીતમ.



## કુસંગત્યાગ.

( કાઠિયાવાડી મ્હાડ ભજનની ધુન. )

વારૂ મારા વીરા રે, ન કરીએ સંગ નીચનો રે જી. ટેક.
નીચપણું નિશ્ચય નરકે લઇ જાય— વારૂ.
આકડીઆનાં દૂધ રે અતી છે ઉજળાં રે જી:
તે પીધે તો તરત મૃત્યુ થાય— વારૂ.
દુધડીઆં મંગાવો રે, ગવરી ગાયનાં રે જી:
સાકર ભેળે સ્વાદ અતિ ઘણો થાય— વારૂ.
બાવળીઓ કંટાળો રે, અતી અળખામણો રે જી;
તેને સંગે અંગ ને વસ્ત્ર ઉઝરડાય— વારૂ.
આંબલીઆની છાયા રે, અતી રળીઆમણી રે જી;
તેને સેવે ફળની પ્રાપ્તિ થાય— વારૂ.
ગુરુના પ્રતાપે રે, જેઠીરામ બોલીઆ રે જી:
દેજો અમને સંતચરણમાં વાસ— વારૂ.

જેઠીરામ.



## નામમહિમા.



( રાગ-તિલક કામોદ. )

ભાઇ નામ સમજીને બેસી રહીએ,
આત્મા તેની (૨) મનમાં મગન થઈ રહીએ. ભાઈ
રામ ને રહેમાન તમે એક કરી જાણજો,
કૃષ્ણને કરીમ એક કહીએ;
વિષ્ણુ બીસમીલ્લામાં ભેદ નથી ભાઇ, (૨)
અમે અલ્લા અલગ નવ કહીએ. ભાઇ ૧
ગફુર ગોવિંદ તમે એક કરી જાણજો,
મૌલા માધવ ગુણ ગાઇએ;
હરિ હક્ક તાલાનો ભેદ મેતો જાણ્યો, (૨)
હવે ચોરાશીમાં નવ રહીએ. ભાઈ ૨
પરવરદીગાર પરમેશ્વર એક કરી જાણજો,
નબી નારાયણ ચોંટયો લઇએ;
ચોખા ને ચાવલ પણ ડાંગર એક (૨)
એવું સમજે તેના ચેલા થઇને રહીએ. ભાઇ ૩
બાપુ સાહેબ નામ પાક, તેને બીજું ના:પાક.
એવું સમજાવે કહો કયાં જઈએ ?
જે જે પાખંડ કરે તેમાં પડે તે તો પાછો (૨)
અમે બ્રહ્મ જળમાંરે નિત્ય નાહીએ. ભાઇ ૪

બાપુ.



## તત્વવિચાર.



( હરિગીત )

બહુ પુણ્યકેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે! ભવચક્રનો આંટો નહિ એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો,
ક્ષણુ ક્ષણુ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો?

લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો,
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું, એ નય ગ્રહો;
વધવાપણું સંસારનું નરદેહને હારી જવો,
એનો વિચાર નહિ અહોહો! એક પળ તમને હવો.

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્ય શક્તિમાન જેથી જંજીરેથી નીકળે;
પર વસ્તુમાં નહિ મુઝવો, એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત દુઃખ તે સુખ નહીં.

હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારૂં ખરૂં?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરહરૂં?
એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિદ્ધાંતતત્વ અનુભવ્યાં.

તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું?
નિર્દોષ નરનું કથન માનો 'તેહ' જેણે અનુભવ્યું;
રે ! આત્મ તારો ! આત્મ તારો ! શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો આ વચનને હૃદયે લખો.

રાજચંદ્ર.



## વૈષ્ણવજન.

☙

(રાગ—ખમાચ, ધુમાળી.)

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે તોય મન અભિમાન ન આણે રે. ટેક.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કોની રે;
વાચ, કાય મન નિશ્ચલ રાખે, ધન્ય ધન્ય જનની તેની રે. વૈષ્ણવ.
સમ દૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે;
જીવ્હાથકી અસત્ય ન બોલે, પર ધન ન ઝાલે હાથ રે. વૈષ્ણવ.
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે. વૈષ્ણવ.
વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે. વૈષ્ણવ.

નરસિંહ મહેતા.



## સાચું ઘરેણું.



(રાગ-કુમરી)

મુજ અબળાને મોટી મિરાંત બાઇ, શામળો ઘરેણું મારે સાચું રે
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હૈયે રે;
ચિત્ત માળા ચતુર્ભુજ ચુડલો, શીદ સોની ઘેર જઇએ રે. મુજ.
ઝાંઝરીઆં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિછુવા ઘુઘરા રામનારાયણના, અણવટ અંતરજામી રે. મુજ.
પેડી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલું રે. મુજ.
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધર નાગર, હરિને ચરણે યાચું રે. મુજ.

મીરાંબાઇ.



## મુખડાની માયા.



( રાગ—કાફી. )

મુખડાંની માયા લાગી રે, મોહન પ્યારા;
મુખડાની માયા લાગી રે.
મુખડું મેં જોયું તારૂં, આ જગતડું થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂં રે— મોહન પ્યારા.
સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરી રે— મોહન પ્યારા.
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઇએ રે— મોહન પ્યારા.
પરણું પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે ટાળ્યો રે— મોહન પ્યારા.
મીરાંબાઇ બલિહારી તારી, આશા એક ઉર ધારી;
હવે હું તો બડભાગી રે— મોહન પ્યારા.

મીરાંબાઈ.



## રામબાણુ.



( રાગ-હીંચમાં. )

રામબાણુ વાગ્યાં હોય તે જાણે, પેલો મૂરખ મનમાં શું
આણે—ટેક.

ધ્રુવને વાગ્યાં પ્રલ્હાદને વાગ્યાં, ઠરી બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવને વાગ્યાં, એ તો વેદ વચન પરમાણે-રામ
મયુરધ્વજ રાજાનું મન હરી લેવા, હરિ આવ્યા જે ટાણે;
લઇ કરવત મસ્તકપર મેલ્યું, ને પત્ની પુત્ર બેઉ તાણે-રામ
મીરાંબાઇ ઉપર ક્રોધ કરીને, રાણોજી ખડ્ગ જ તાણે;
વિષના પ્યાલા ગિરધરલાલે આરોગ્યા અમૃતને ઠેકાણે-રામ
નરસિંહ મેતાની હુંડી શીકારી, વહાલે ખેપ કરી ખરે ટાણે;
આગળ સંત અનેક ઓદ્ધાર્યા, ધનો ભગત ઉર આણે-રામ

ધનો



## વૈરાગ્ય.



(પદ-રાગ, જંગલો.)

જનુની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ્ય જી;
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસારીડો આગ જી.
જનુની. ૧

ધન્ય ધન્ય માતા ધ્રુવતણી, કહ્યાં કઠણ વચન જી;
રાજસાજ સુખ પરહર્યું, વેગે ચાલીઆ વન જી.
જનુની. ૨

ભલો ત્યાગ ભરથરી તણો, તજી સોળસેં નાર જી;
મંદિર ઝરૂખા મેલી કરી, આસન કીધેલાં બહાર જી.
જનુની. ૩

ઊડી ન શકે ઉડીયો, બહુ બોલાવ્યો બાજંદ જી;
તેને દેખીને ત્રાસ ઉપજ્યો, લીધી ફકીરી છોડયા ફંદ જી.
જનુની. ૪

એવા વૈરાગ્યવંતને જાઉં વારણે, બીજા ગયા અનેક જી;
ભલા ભુંડા અવની ઉપરે, ગણતાં નાવે છેક જી.
જનુની. ૫

ક્યાં ગયું કુળ રાવણ તણું, સગરસુત સાઠ હજાર જી;
ન રહ્યું નાણું રાજા નંદનું, સર્વે સુપન વહેવાર જી.
જનુની. ૬

એવા છત્રપતિ ચાલી ગયા, રાજ મૂકી રાજન જી;
દેવ, દાનવ, માનવ, મુનિ, સર્વે જાણો સુપન જી.
જનુની. ૭
સમજી મુકો તો સારૂં ઘણું, જરૂર મૂકાવશે જમ જી;
નિષ્કુળાનંદ કહે નહિ મટે, સાચું કહું ખાઇ સમ જી.
જનુની. ૮

નિષ્કુળાનંદ.



# ત્યાગ ન ટકે વૈરાગ્ય વિના.



( જનુની જીવો રે ગોપીચંદની-એ રાહ. )

ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના કરીએ કોટી ઉપાય જી;
અંતર ઉંડી ઇચ્છા રહે, તે તો કેમ તજાય જી. ત્યાગ. ૧

વેશ લીધો વૈરાગ્યનો, દેશ રહી ગયો દૂર જી;
ઉપરનો આછો બન્યો, માંહી મોહ ભરપૂર જી ત્યાગ. ૨

કામ, ક્રોધ, મદ, લોભનું, જ્યાં લગી મૂળ ન જાય જી;
સંગ પ્રસંગે તે ઉપજે ઇંદ્રિ વિષય આકાર જી. ત્યાગ. ૩

ઉષ્ણુરતે અવની ઉપરે, બીજ નવ દીસે બહાર જી;
ઘન વરસે વન પાંગરે, એમ ઇંદ્રિવિકાર જી. ત્યાગ. ૪

ચમક દેખીને લોહ ચળે, ઇંદ્રિ વિષય સંયોગ જી;
અણુ ભેટે અભાવ છે, ભેટે ભોગવશે ભોગ જી. ત્યાગ. ૫

ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અર્થ જી;
તે વરણી આશ્રમથકી, અંતે કરશે અનર્થ જી. ત્યાગ. ૬

ભ્રષ્ટ થયો જોગભોગથી, જેમ બગડયું દુધજી;
ગયું રે ઘૃત મહી માખણુથકી, આપે થયું અશુદ્ધજી. ત્યાગ ૭
પળમાં જોગી, પળમાં ભોગી, પળમાં ગૃહીને ત્યાગજી;
નિષ્કુળાનંદ કહે એ નરનો, વણુ સમજ્યો વૈરાગજી. ત્યાગ. ૮

નિષ્કુળાનંદ.



# નાશવંત તનપિંજર.



રાગ—કાનરા.

પોપટ તનપિંજર છે નહિ તારૂં,
અંતે ઉડી જવું પરબારૂં પોપટ.
છે પરનું પણ પરિચયથી તું, માની બેઠો મારૂં
ક્યાંનો તું ક્યાંનું એ પિંજર તે સમજે તો સારૂં; પોપટ.
માંસ રૂધિરમય ને દુર્ગંધિ, નરક સમાન નઠારૂં;
તું તેને કાંચનમય માને, આવડું શું અંધારૂં, પોપટ.
બીજાં જોયાં એવું આ પણ, નામે કેવળ ન્યારૂં;
સર્વ પ્રકારે સાચવ તો પણ, પલમાં છે પડનારૂં. પોપટ.
સારાસાર વિચાર કરે તો, ભવસાગરનું બારૂં;
કેશવ હરિ કારીગર તેનો, વિસર મા સંભારૂં. પોપટ.

કેશવ.



# નાશવંત કાયા.



( રાગ—મ્હાડ કાલિંગડા. )

મન તુંહી તુંહી બોલેરે, આ સુપના જેવું તન ત્હારૂં;
અચાનક ઉડી જાશેરે, જેમ દેવતામાં દારૂ— ટેક.
ઝાકળ જળ પળમાં વળી જાશે, જેમ કાગળને પાણી,
કાયા વાડી ત્હારી એમ કરમાશે, થઇ જાશે ધુળધાણી;
પાછળથી પસ્તાશેરે, મિથ્યા કરી મ્હારૂં મ્હારૂં— મન.
કાચનો કુપો કાયા ત્હારી, વણુસતાં નહિ વાર;
જીવ કાયાને સગાઇ કેટલી, મુકી ચાલે વન મોઝાર;
ફોગટ ફુલ્યા ફરવું રે, ઓચિંતુ થાશે અંધારૂં— મન,
જાયું તે તો સર્વ જાવાનું, ઉગારવાનો ઉધારો;
દેવ, ગાંધર્વ રાક્ષસને માણુસ, સૌને મરણનો વારો;
આશાનો મ્હેલ ઉંચોરે, નીચું આ કાચું કારભારૂં— મન
ચંચળ ચિત્તમાં ચેતીને ચાલો, ઝીલો હરિનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરા ધરાધરથીરે, નથી કોઇ રહેનારૂં— મન,

ધીરો.



# મુક્તદશા.



પદ ૧.

( રાગ—પ્હાડી ભજનની ધુન. )

ભલે શુકન થાઓ સારા, આનંદ છે રે લોલ;
મળો લાકડાના ભારા, આનંદ છે રે લોલ. ૧

ભલે નવે ગ્રહ રૂઠો આનંદ છે રે લોલ;
ભલે દુધ મેહ વુઠો, આનંદ છે રે લોલ. ૨

ભલે પુષ્પ લઇ પુજો, આનંદ છે રે લોલ;
ભલે ધુળ નાખી ધ્રુજો, આનંદ છે રે લોલ. ૩

ગણો ગુણિયલ કે ગાંડો, આનંદ છે રે લોલ;
ભલે ફાવે તેમ ભાંડો, આનંદ છે રે લોલ. ૪

ગણો રોચુવો કે રંડી, આનંદ છે રે લોલ;
ભલે પરખો પાંખડી. આનંદ છે રે લોલ. ૫

રૂષિરાજના રૂદાયે, આનંદ છે રે લોલ;
વ્યાપી રહ્યો છે સદાયે, આનંદ છે રે લોલ. ૬



## પદ ૨.

કોઇનો ખૂટયો ન ખૂટે, આનંદ છે રે લોલ;
ચોર હાકેમ ન લુંટે, આનંદ છે રે લોલ. ૧
ભલે મળો હાથી હોદ્દો. આનંદ છે રે લોલ;
ભલે બંધીખાને બાંધો, આનંદ છે રે લોલ. ૨
ભલે રહું સદા ભોગી. આનંદ છે રે લોલ;
ભલે રોજ રહું રોગી, આનંદ છે રે લોલ. ૩
ભલે મળો લુખી ભાજી, આનંદ છે રે લોલ;
ભલે રસોઇયો તાજી, આનંદ છે રે લોલ. ૪
ભલે થીર માન થાપે, આનંદ છે રે લોલ;
ભલે અપમાન આપે, આનંદ છે રે લોલ. ૫
વ્હેમ બળી થયા વાની, આનંદ છે રે લોલ;
દ્રઢ કાળજું છે ધ્યાની, આનંદ છે રે લોલ. ૬
રૂષિરાજ રામ રીઝે, આનંદ છે રે લોલ;
હવે કામ એજ કીજે, આનંદ છે રે લોલ. ૭

ઋષિરાય.



# આંતરિક ધર્મ.



સત્ય નહીં તે ધર્મ જ શાનો, દયા વિના શું જ્ઞાન જોને;
વિનય વિના તે વિદ્યા શાની, દાન વિના શા દામ જોને.
દૈવત નહીં તે દેવ જ શાનો, ધર્મ વિના શું ધ્યાન જોને;
ભાવ વિના તે ભક્તિ શાની, ભક્તિ વિના શું જ્ઞાન જોને.
જ્ઞાન વિના તે ગુરુજન શાનો, તે શું બોધે બોધ જોને;
મન વશ નહીં તે તપ પણ શાનું, શીલ વિના શું સ્નાન જોને.
સદ્‌ગુણ નહીં તે સાધુ શાનો, તૃષ્ણા ત્યાં શું ત્યાગ જોને;
ભ્રાંતિ રહી જો અનુભવ શાનો, સાચો ન મળે શોધ જોને.
સાચા પ્રભુને જે નવ શોધે, તે નર કહીએ કાચા જોને;
કહે છોટમ નિર્ધાર કરીને, સૌ શાસ્ત્રોનો સાર જોને.

છોટમ.



## ૪૭

# તત્ત્વચિંતન વિનાની સાધના



( રાગ આશા, ભાડ, ઝપતાલ. )

જ્યાં લગી આતમા તત્વ ચીન્યો નહીં
        ત્યાં લગી સાધના સર્વ જૂઠી !
માનુષ દેહ તાહરો એમ એળે ગયો
        માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી. ॥ ૧ ॥

શું થયું સ્નાન પૂજાને સેવા થકી,
        શું થયું ઘેર રહી દાન દીધે
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે,
        શું થયું વાળ લોચન કીધે ॥ ૨ ॥

શું થયું તપ અને તીર્થ કીધા થકી,
        શું થયું માળ ગ્રહી નામ લીધે !
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી,
        શું થયું ગંગજળ પાન કીધે ॥ ૩ ॥

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે,
        શું થયું રાગ ને રંગ જાણે !
શું થયું ખટ દરશન સેવ્યા થકી
        શું થયું વરણના ભેદ આણે ॥ ૪ ॥

એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા,
આત્માગમ પરિબ્રહ્મ ન જોયો !
ભણે નરસૈયો કે તત્વ દરશન વિના
રત્ન ચિંતામણી જન્મ ખોયો ॥ ૫ ॥

—નરસિંહ



## પ્રભુમાં શ્રદ્ધા



( રાગ–આશા–માઢ, ઝપતાલ. )

જે ગમે જગતગુરૂ દેવ જગદીશને
તે તણો ખરખરો ફોક કરવો ।
આપણો ચિંતવ્યો અર્થ કંઇ નવ સરે
ઉગરે એક ઉદ્વેગ ધરવો ॥ ધ્રુ ॥

હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા,
શકટનો ભાર જેમ શ્વાન તાણે ।
સૃષ્ટિમંડાણ છે સર્વ એણી પેરે,
જોગી જોગેશ્વરા કોક જાણે ॥ ૧ ॥

નીપજે નરથી તો કોઇ ન રહે દુઃખી
શત્રુ મારીને સૌ મિત્ર રાખે ।
રાયને રંક કોઈ દ્રષ્ટ આવે નહિ
ભવનપર ભવનપર છત્ર દાખે ॥ ૨ ॥

ઋતુલતા પત્ર ફલ ફુલ આપે યથા
માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે ।
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું
તેહને તે સમે તેજ પ્હોંચે ॥ ૩ ॥

ગ્રંથ ગરબડ કરી વાત ન કરી ખરી
જેહને જે ગમે તેને પૂજે ।
મન કર્મ વચનથી આપ માની લહે
સત્ય છે એજ મન એમ સૂજે ॥ ૪ ॥

સુખ સંસારી મિથ્યા કરી માનજો
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું ।
જુગલ કર જોડી કરી નરસૈંયો એમ કહે,
જન્મ પ્રતિ જન્મ હરિનેજ જાચું ॥ ૫ ॥

નરસિંહ મહેતા.



# પ્રભુમય જગત.



( રાગ-કુમરી. )

નાથ દયામય ચરણસરોજે પ્રાણભ્રમર નવ ચોંટયો રે.
તો મુજ જીવન વ્યર્થ હું માનું, શું સુખ લ્હાવો લીધો રે.
નાથ.

અખૂટ ધનરાશી તણું શું પ્રયોજન તુચ્છ વિફળ એ સઘળું રે,
જો એ ધનથી પરમ રતન પ્રાપ્તિમાં મન નવ રાચ્યું રે.
નાથ.

પુત્રવદન સુકુમાર ભલે પણ નેત્રને નવ રૂચે રે,
જો એ ચંદ્રવદનમાં તારી પ્રેમલ મૂર્તિ ન દિસે. રે,
નાથ.

પૂર્ણ ચંદ્રનાં ધવલ કિરણ પણ ઘોર તિમિર સમ લાગે રે;
જો એ ચંદ્રપ્રકાશે તારો, પ્રેમચંદ્ર નવ જાગે રે.
નાથ.

સતીશિરોમણિ નારી તણો પણ પ્રેમ કલંકિત લાગે રે;
જો એ પ્રેમકનકમાં તારો, પ્રેમમણિ નહિ જડીઓ રે.
નાથ.

તુંજ અસ્તિત્વમહીં જો સંશય મોહ થકી જો પડતો રે;
કાલસર્પસમ એ સંશયને નાથ સદા હું ગણતો રે.
નાથ.

શું કહું તુજને પ્રાણપતિ હે કહેતાં વાણી વિરમે રે;
હૃદયમણિ તું હર્ષનિકેતન એથી વધુ શું કહીએ રે.
નાથ.

( નર્મદાશંકર પંડયા. )

( બંગાલી ઉપરથી )



# પ્રભુની વ્યાપકતા.



( રાગ–આસા–માડ, ઝપતાલ. )

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરી,
જુજવે રૂપે અનંત ભાસે।
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું
શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે ॥ ૧ ॥

પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા,
વૃક્ષ થઇ ફૂલિ રહ્યો આકાશે
વિવિધ રચના કરી અનેક રસ લેવાને
શિવ થકી જીવ થયો એજ આશે ॥ ૧ ॥

વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે
કનક કુંડળ વિષે ભેદ નોહે
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં.
અંતે તો હેમનું હેમ હોયે ॥ ૩ ॥

વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એજ પાસે
ભણે નરસૈંયો એ મન તણી શોધના,
પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે ॥ ૪ ॥

નરસિંહ મહેતા.



## અમર આશા.



( રાગ ગઝલ ભૈરવી. )

કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે,
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઇ છે. ૧

જુદાઇ ઝિંદગી ભરની, કરી રો રો બધી કાઢી;
રહી ગઇ વસ્લની આશા, અમર ગરદન કપાઇ છે. ૨

ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી;
હજારો રાત વાતોમાં ગમાવી, એ કમાઇ છે. ૩

ઝખમ દુનીઆ ઝમાનોનાં, મુસીબત ખોફનાં ખંજર
કતલમાં ય કદમબોસી, ઉપર કયામત ખુદાઇ છે. ૪

શમાપર જાય પરવાના, મરે શીરી નઉપર ફરહાદ;
અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લુંટાઈ છે. ૫

ફના કરવું, ફના થાવું, ફનામાં શહ સમાઇ છે;
મરીને જીવવાનો મંત્ર, દીલબરની દુહાઇ છે. ૬

ઝહરનું નામ લે શોધી તુરત પી લે ખુશીથી તું;
સનમના હાથની છેલ્લી, હકીકતની રફાઇ છે. ૬

સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે;
તડપતે તૂટતાં અંદર ખડી માશુક સાંઇ છે. ૮

ચમનમાં આવીને ઉભો ગુલોપર આફરીન થઇ તું;
ગુલોના ખારથી બચતાં બદન ગુલને નવાઇ છે. ૯

હજારો ઓલીઆ મુર્શીદ ગયા માશુકમાં ડુલી;
ન ડુલ્યા તે મુઆ એવી કલાસો સખ્ત ગાઇ છે. ૧૦



